# પ્રસ્તાવના

અસ્સલામુ અલયકુમ, વ.વ.,

આજના યાંત્રીક યુગમાં દરેક ક્ષેત્રમાં ખુબ જ ઝડપથી પરિવર્તન આવી રહેલ છે. વિશ્વમાં દરરોજ નવી ટેક્નોલોજીની શોધખોળ થઈ રહેલ છે. જે વસ્તુ અથવા ટેક્નોલોજીની થોડાક સમય પહેલા ખુબ જ માંગ હતી તેની હવે બજારમાં કોઈ માંગ નથી. દા.ત. એચ.એમ.ટી ઘડીયાળ, કોડક કેમેરા, નોકીયા મોબાઈલ ફોન જેવી અન્ય ઘણી બધી વસ્તુઓ, સંસ્થાઓ અને વ્યક્તિઓ છે જે ટેક્નોલોજી સાથે કદમ ન મીલાવવાના કારણે આજે વિશ્વ બજારમાંથી બહાર મુકાઈ ગયેલ છે.

ઉપરોક્ત ઉદાહરણ પરથી માલુમ પડે છે કે, દરેક વ્યક્તિ, વ્યવસાય, સમાજ અને સંસ્થાએ સમય સાથે કદમ મીલાવી જ્યાં જરૂર હોય ત્યાં પોતાનામાં જરૂરી પરિવર્તન લાવવું અનિવાર્ય છે. દરેક પરિવર્તન એ વિકાસ નથી પરંતુ દરેક વિકાસ માટે પરિવર્તન જરૂરી છે. કોઈપણ વ્યક્તિ, વ્યવસાય, સમાજ અને સંસ્થા ભૂતકાળમાં જે કાર્યપધ્ધતિથી કામ કરતા હતા તેનું પરિણામ તેઓની વર્તમાન પરિસ્થિતી છે. જો તેઓ ભવિષ્યમાં આ પરિસ્થિતીને વધુ સારી અથવા વિકાસશીલ બનાવવા ઈચ્છતા હોય તેઓ એ ભુતકાળની કાર્ય પધ્ધતિમાં જરૂરી ફેરફાર કરીને નવી યોગ્ય કાર્યપધ્ધતિ અપનાવવી પડશે.

આજના યુગમાં વ્યક્તિના વિકાસ માટે તેના વ્યક્તિગત પ્રયત્નોની સાથે સામાજીકક્ષેત્રે સામુહીક પ્રયત્નો ખૂબ જ અગત્યના પરિબળ તરીકે જોવામાં આવે છે. દરેક સમાજમાં સામુહિક વ્યવસ્થા અને વિકાસ માટે એક માળખુ બનાવેલ હોય છે જેને સમાજપંચ અથવા સમાજ કમિટિ તરીકે ઓળખવામાં આવે છે. ઘણાં બધા સમાજમાં આ પ્રમાણેની કમિટિઓ છેલ્લા ઘણાં બધા વર્ષોથી અસ્તિત્વમાં છે. આ સામાજીક કમિટિઓનું બંધારણ નીતિ નિયમો અને તેના હોદ્દેદારો દ્વારા તેનું અમલીકરણ સમાજ વિકાસ માટે ખુબ જ મહત્વની ભૂમિકા ભજવે છે.

અલ્હમ્દુલિલ્લાહ, પચ્ચીસ વર્ષની સામાજીક કારકિર્દીમાં ઘણી બધી સ્થાનિક, રાષ્ટ્રીય તથા આંતર રાષ્ટ્રીય વ્યક્તિ, સંસ્થા તથા સમાજ સાથે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે કાર્ય કરવાનો તેમજ તેઓના વિશે વાંચવા, સાંભળવા તથા તેઓના કાર્યોને પ્રત્યક્ષ રીતે જોવાનો અવસર પ્રાપ્ત થયેલ છે. લોકો સાથેના ઘણાં બધા અનુભવોમાંથી એક નિષ્કર્ષ પર પહોંચ્યો છું કે વ્યક્તિ, સંસ્થા અથવા સમાજના વિકાસ માટે સામાજીક કમિટિનો રોલ ખુબ જ મહત્વનો છે.

જે સમાજમાં શિક્ષિત અને દુરંદેશી લોકો દ્વારા યોગ્ય બંધારણ અને નિતી નિયમો બનાવવામાં આવેલ હોય અને શિક્ષિત અને પ્રમાણિક એટલે ઈમાનદાર વ્યક્તિઓ દ્વારા આયોજન પૂર્વક તેનું અમલીકરણ કરવામાં આવે તો સમાજ, સંસ્થા અને વ્યક્તિઓનો ચોક્કસ વિકાસ થઈ શકે છે. ઈન્શાઅલ્લાહ.

આ પુસ્તકમાં આપની સમક્ષ સુચિત સમાજ કમિટિ રચના મોડલ પ્રસ્તુત કરવામાં આવે છે. આશા છે કે જ્યાં સમાજ કમિટિ નથી ત્યાં કમિટિ બનાવવામાં તેમજ જ્યાં સમાજ કમિટિ છે ત્યાં કમિટિને કાર્યક્ષીલ બનાવવા માટે આ મોડલ ખૂબ જ ઉપયોગી નિવડશે.... ઈન્શાઅલ્લાહ.

આ પુસ્તકમાં ફક્ત પ્રાથમીક માહિતી દર્શાવવામાં આવેલ છે તેની બીજી આવૃત્તિમાં દરેક કમિટિઓ તથા પેટા કમિટિઓના કાર્યો અને સુચિત કાર્યક્રમો વિશે વિસ્તૃત ચર્ચા કરવામાં આવશે.... ઈન્શાઅલ્લાહ. આપના સુચન તથા અભિપ્રાય ઈ-મેલ અથવા ટપાલ દ્વારા અમોને મોકલી શકો છો.

- ઈદ્રીશ મુસા નડીઆદ
તા. ૨૯/૦૮/૨૦૨૦

અય અલ્લાહ ! અમારી ભુલોને માફ કર નેક કોશીશોને કબુલ કર, અમારા માં-બાપ ઉપર રહમ કર તથા દુનિયામાં ભલાઈ અને આખેરતમાં જન્નત અતા કર. આમીન...

# સૂચિત સામાજીક કમિટિ રચના મોડલ

## ૧. વહિવટીય કારોબારી કમિટિ – સભ્ય સંખ્યા ૧૩

## ૨. જનરલ કારોબારી કમિટિ – સભ્ય સંખ્યા ૪૩ (૧૩ + 30)

## (ત્રણ વિભાગની ૧૫ કમિટિના ૨–૨ સભ્યો)

## ૩. વિભાગીય સભ્ય કમિટિ (૧૩૫ સભ્ય ૧૫ X ૯)

## (સામાજીક, આધ્યાત્મિક અને શૈક્ષણિક ત્રણ વિભાગની ૧૫ કમિટિઓ માંથી ૯–૯ સભ્યો)

**નોંધ :**

૧. જે સમાજની સભ્ય સંખ્યા ૬૦૦૦ થી ૩૦,૦૦૦ સુધી હોય તેમાં ઉપરોક્ત કમિટિ સંખ્યા મોડલ લાગુ કરી શકાય. અને જેની સભ્ય સંખ્યા ૬૦૦૦ થી ઓછી અને ૩૦,૦૦૦ થી વધુ હોય તેના માટે કમિટિ મોડલની સભ્ય સંખ્યામાં વધારો અથવા ઘટાડો જરૂર મુજબ કરી શકાય.

૨. કોઈપણ કમિટિના સભ્યપદ માટેની વય મર્યાદા ત્રણ જુથમાં વહેંચી શકાય.

(૧) કમિટિની કુલ સભ્ય સંખ્યાના ૩૦% સભ્યો ૨૧ થી ૪૫ વર્ષની વય જુથના હોવા જોઈએ. (૧૦ માંથી ૩ સભ્ય)

(૨) કમિટિની કુલ સંખ્યાના ૪૦% સભ્યો ૪૬ થી ૫૫ વર્ષની વય જુથના હોવા જોઈએ. (૧૦ માંથી ૪ સભ્ય)

(૩) કમિટિની કુલ સંખ્યાના ૩૦% સભ્યો ૫૬ થી ૭૦ વર્ષની વય જુથના હોવા જોઈએ. (૧૦ માંથી ૩ સભ્ય)

(૪) ૭૦ વર્ષથી ઉપરની વયના કોઈપણ સભ્ય ફક્ત સલાહકાર કમિટિમાં જ સભ્ય પદ મેળવી શકે. આવા સભ્યો કોઈપણ કાર્યશીલ કમિટિના સભ્ય અથવા હોદ્દેદાર રહી શકે નહી.

(૫) કમિટિઓના કાર્યક્રમો માટે વોલીયન્ટર તરીકે ૧૬ થી ૪૫ વય જૂથના સભ્યોની અલગ-અલગ જરૂર મુજબ પેટા કમિટિઓ બનાવી શકાય.

(૬) કોઈપણ કમિટિમાં એક જ કુટુંબના ૨ થી વધુ સભ્યો ન હોય તે ઈચ્છનીય છે.

# વહિવટીય કારોબારી કમિટિ – સભ્ય સંખ્યા ૧૩




**નોંધ :**

૧. સમાજની સભ્ય સંખ્યા તથા જરૂર અને અનુકુળતા મુજબ ઉપ પ્રમુખ અને જોઈન્ટર સેક્રેટરીની સંખ્યા વધ-ઘટ કરી શકાય.

૨. ઉપ પ્રમુખ તથા જોઈન્ટ સેક્રેટરીઓને ક્ષમતા અને આવડત મુજબ વિભાગ માટે નિમણૂંક કરી શકાય.

૩. પ્રમુખ તથા જનરલ સેક્રેટરી, ખજાનચી, સહાયક ખજાનચી ૪૫ થી ૭૦ વર્ષની વય જૂથના હોઈ શકે. ઉપ પ્રમુખ ૫૬ થી ૭૦ વર્ષની વય જૂથના હોઈ શકે તથા જોઈન્ટ સેક્રેટરી ૪૬ થી ૫૫ વય જૂથના હોઈ શકે. વહીવટીય કારોબારી સભ્ય ૨૧ થી ૪૫ વય જૂથના હોઈ શકે.

૪. વહિવટીય કારોબારી કમિટિના સભ્યો સ્નાતક અથવા ઓછામાં ઓછુ ધોરણ ૧૨ સુધી અભ્યાસ કરેલ હોય તે ઈચ્છનીય છે.

૫. પ્રમુખની ગેર હાજરીમાં ઉપ પ્રમુખ ૧, ૨, ૩ તેમજ જનરલ સેક્રેટરીની ગેર હાજરીમાં જોઈન્ટ સેક્રેટરી ૧, ૨, ૩ હોદ્દાની જવાબદારી સંભાળી શકે.

૬. ચોક્કસ સંજોગ અને જરૂરી સમયગાળા માટે પ્રમુખ જેને ઈચ્છે તે પ્રમાણે ઉપરોક્ત ઉપ પ્રમુખ તથા જોઈન્ટ સેક્રેટરીને જવાબદારી સોંપી શકે છે.

૭. કોઈ ચોક્કસ હોદ્દા માટે ચોક્કસ વય જુથના સભ્યો મળી શકે તેમ ન હોય તેવા સંજોગમાં જે તે હોદ્દા માટે અન્ય વય જુથના સભ્યો પણ લઈ શકાય.

# જનરલ કારોબારી કમિટિ – સભ્ય સંખ્યા ૪૩



**નોંધ :**

૧. ૧૫ કમિટિના ૨-૨ સભ્યો એટલે કે ૩૦ સભ્યો તથા વહિવટીય કારોબારી સમિતિના ૧૩ સભ્યો તેમ કુલ ૪૩ સભ્યોની જનરલ કારોબારી કમિટિની રચના કરી શકાય.
૨. જનરલ કારોબારી કમિટિના સભ્યો સ્નાતક અથવા ઓછામાં ઓછુ ધોરણ ૧૨ સુધી અભ્યાસ કરેલ હોય તે ઈચ્છનીય છે.
૩. ત્રણે વિભાગની ૫ કમિટિની રચનામાં દરેક કમિટિ માટે ઓછામાં ઓછી ૫ તથા વધુમાં વધુ ૨૧ સભ્યોની કમિટિ બનાવી શકાય.
૪. પ્રમુખ, સેક્રેટરી સિવાય કોઈપણ સભ્ય વધુમાં વધુ ૩ કમિટિમાં સભ્ય બની શકે છે. (આ સભ્યપદ મર્યાદિત સંખ્યામાં જ આપી શકાય.)
૫. સૂચિત ૧૫ કમિટિઓના ૯ સભ્યો = ૧૩૫ +૧૩ સભ્યો વહિવટી કમિટિ એટલે કે કુલ ૧૪૮ સભ્યોની સૂચિત કમિટિ બનાવી શકાય.
૬. સૂચિત ૧૫ કમિટિ માટે ૯ સભ્યોમાંથી ૩ સભ્યો ૨૧ થી ૪૫ વય જુથ ૪૬ થી ૫૫ વય જુથ માંથી ૩ સભ્યો તથા ૫૬ થી ૭૦ વય જુથમાંથી ૩ સભ્યો એટલે કે કુલ ૧૫ કમિટિમાંથી

   ૦૪૫ સભ્યો ૨૧ થી ૪૫ વય જુથના
   ૦૪૫ સભ્યો ૪૬ થી ૫૫ વય જુથના
   ૦૪૫ સભ્યો ૫૬ થી ૭૦ વય જુથના
   ૧૩૫ સભ્યો (કુલ ૧૫ કમિટમાંથી) તથા

   ૦૧૩ સભ્યો (વહિવટીય કારોબારી કમિટિમાંથી)

   ૧૪૮ સભ્યો (જનરલ કમિટિ કુલ સભ્યો)

# સામાજીક વિભાગ

## ઉપ પ્રમુખ – નં. ૧, જોઈન્ટ સેક્રેટરી – નં. ૧, વહિવટીય કારોબારી સભ્ય–નં. ૧

**સદ્‌ભાવના કમિટિ :** આ કમિટિ દ્વારા વિવિધ ધર્મ, સમાજ તથા શહેરના લોકો સાથે કોમી એકતા, ભાઈચારો, સદ્‌ભાવના તથા પરસ્પર સોહાર્દ બની રહે તેવી મિટિંગ તથા કાર્યક્રમોનું આયોજન કરી શકાય.

**સામાજીક પ્રશ્નો નિવારણ કમિટિ :** આ કમિટિ દ્વારા સમાજના કુટુંબોમાં ઉદ્‌ભવતા આંતરીક મતભેદોનું માર્ગદર્શન તથા નિવારણ કરી શકાય.

**મેડીકલ માર્ગદર્શન અને સહાય કમિટિ :** આ કમિટિ દ્વારા સમાજમાં દવાખાના તથા નાના ક્લિનીકનું બાંધકામ માટેનું આયોજન તથા પહેલેથી ઉપસ્થિત હોય તેવા દવાખાનામાંથી સમાજના વધુ લોકોને લાભ મળે તેવું આયોજન કરી શકાય. તેમજ અનુભવી ચોક્કસ સભ્યો અથવા ટીમ દ્વારા સ્વાથ્ય અને મેડીકલને લગતી તમામ બાબતો માટે માહિતી તથા માર્ગદર્શન મળી રહે તે માટે કાયમી ધોરણે ઓફીસ લેવલે થી વ્યવસ્થા કરી શકાય.

**વહેપારી વિકાસ માર્ગદર્શન અને સહાય કમિટિ :** આ કમિટિ દ્વારા વહેપારને લગતી માહિતી તથા તેમાં ઉદ્‌ભવતી સમસ્યાઓ માટે માર્ગદર્શન સેમિનાર તથા વ્યક્તિગત માર્ગદર્શન મળી રહે તેવું આયોજન કરી શકાય. વહેપાર વિકાસ વિસ્તાર માટે નવુ બજાર, માર્કેટની ડીમાન્ડ, નવા ગ્રાહકો સમગ્ર દેશમાં તથા ઈમ્પોર્ટ-એક્સપોર્ટ તેમજ ચોક્કસ પ્રોડક્ટ માટે મેન્યુફેક્ચરીંગ ઉદ્યોગની સ્થાપના તેમજ સરકારી ગાઈડલાઈન્સ તથા મળતા લાભો વિશે વહેપારીઓને માહિતગાર કરી શકાય. તેમજ ઈન્વેસ્ટર તથા વહેપારી વચ્ચે સેતુ બની વહેપાર વિકાસની તથા બેરોજગારોને રોજગારી મળી રહે તે માટેની તકો ઉભી કરી શકાય. અલગ-અલગ ક્ષેત્રના નિષ્ણાંતોને આમંત્રિત કરી સેમિનાર દ્વારા અલગ-અલગ ઉદ્યોગો માટે લોકોને માહિતગાર કરી શકાય.

**સોશીયલ મીડિયા એડમીન અને પ્રકાશન કમિટિ :** આ કમિટિ દ્વારા સમાજની અલગ-અલગ કમિટિઓ દ્વારા જે કાંઈ કાર્યક્રમોનું આયોજન થાય તેની માહિતી સોશીયલ મીડિયા ઉપર પ્રમોટ કરી લોકો સુધી પહોંચાડવી તથા માસીક, ત્રી માસીક, છ માસીક તથા વાર્ષિક પ્રોગ્રામોનું એડવાન્સ ટાઈમ ટેબલ બનાવી પબ્લીશ કરી શકાય. તેમજ જરૂરી પુસ્તકો તથા મેગેઝીન ઓનલાઈન પ્રકાશીત કરી શકાય. આ કમિટિના સભ્યોનું દરેક કમિટિ સાથે સંકલન જરૂરી છે તેમજ પ્રમુખ અથવા સેક્રેટરીની મંજુરી બાદ જ કાર્યક્રમોની માહિતી પ્રકાશીત કરી શકાય.

# આધ્યાત્મિક વિભાગ

## ઉપ પ્રમુખ – નં. ૨, જોઈન્ટ સેક્રેટરી – નં. ૨, વહિવટીય કારોબારી સભ્ય–નં. ૨

**મકતબ તાલિમ વિભાગ કમિટિ :** આ કમિટિ દ્વારા રહેણાંક વિસ્તારોની મસ્જીદોમાં જો વ્યવસ્થા હોય તો બાળકોની સંખ્યા અને જરૂર મુજબ બેઝીક ઈસ્લામિક નોલેજ એટલે કે મકતબ તાલિમનું આયોજન કરી શકાય. જેમાં જરૂરી વ્યવસ્થા તથા જરૂર મુજબ સ્ત્રી, પુરુષ, ઉસ્તાદ/ટીચરની નિમણૂંક કરી શકાય તેમજ જ્યાં મસ્જીદમાં વ્યવસ્થા ન હોય ત્યાં અલગ રૂમ રાખીને પણ મકતબ ચલાવી શકાય. અલગ-અલગ મકતબની એક કમિટિ બનાવી શકાય તેમજ એક જ કોર્ષ અને પરિક્ષા પધ્ધતિ દાખલ કરી શકાય.

**ધાર્મિક કાર્યક્રમ આયોજન કમિટિ :** આ કમિટિ દ્વારા જરૂર મુજબ સમયાંતરે અલગ-અલગ વિસ્તારોમાં ધાર્મિક કાર્યક્રમોનું આયોજન કરી શકાય. જેમાં સમાજના સભ્યો કુરિવાજ તથા શીર્ક અને બિદઅત થી દૂર થાય તથા સમાજનો ઉત્કર્ષ થાય તેવા કાર્યક્રમો કરી શકાય. દઅવત, તબ્લીગ અને ઈસ્લાહ માટે અલગ-અલગ પેટા કમિટિઓ બનાવી શકાય.

**અરબી તાલિમ વિભાગ કમિટિ :** આ કમિટિ દ્વારા બાળકોને આલિમ તથા હાફીઝની તાલિમ મેળવવા માટેનું પ્રોત્સાહન, એડમીશન તથા સંપૂર્ણ માર્ગદર્શન અને જરૂરતમંદ વિદ્યાર્થીઓને સહાય કરી શકાય.

**બૈતુલ માલ / દાન તથા સહાય કમિટિ :** સમાજના લોકો દ્વારા મળતી જકાત, લિલ્લાહ તેમજ અન્ય સહાય બૈતુલ માલ ફંડમાં જમા કરાવવામાં આવે તથા જમા ભંડોળ થકી સમાજના અલગ-અલગ વિભાગ જેવા કે, શિક્ષણ, મેડીકલ તથા અન્ય જરૂરતમંદ લોકોને સહાય કરી શકાય. આ કમિટિ માટે નક્કી કરવામાં આવેલ શરતો અને નિયમો પ્રમાણે જ ચલાવી શકાય. આમાં ફક્ત હલાલ કમાઈ કરનાર લોકોની જ સહાય સ્વીકારવામાં આવે. કોઈપણ સભ્યને પોતાનું દાન ન સ્વીકારવા પર ખોટુ લાગવુ જોઈએ નહી કે દબાણ પણ ન કરવુ જોઈએ તેમજ સહકાર આપવો જોઈએ.

આ કમિટિની પેટા કમિટિ દ્વારા શરતો અને નિયમો પ્રમાણે જરૂરતમંદ લોકોને નાના વ્યવસાય માટે વગર વ્યાજની લોન પણ આપી શકાય.

**સ્ત્રી સશક્તિકરણ તાલિમ અને માર્ગદર્શન કમિટિ :** આ કિમિટી દ્વારા સ્ત્રીઓમાં અલગ-અલગ વય જૂથ પ્રમાણે અલગ-અલગ પેટા કમિટિઓ બનાવી શકાય જેવી કે સ્વાસ્થ્ય, શિક્ષણ, રોજગાર, સામાજીક માર્ગદર્શન તેમજ અન્ય જરૂર મુજબ કમિટિઓ બનાવી કાર્યક્રમોનું આયોજન કરી શકાય. આ સ્ત્રી વિભાગની કમિટિઓને ચલાવવા માટે સંકલનમાં પુરુષની એક કમિટિ બનાવી શકાય.

# શૈક્ષણિક વિભાગ

## ઉપ પ્રમુખ – નં. ૩, જોઈન્ટ સેક્રેટરી – નં. ૩, વહિવટીય કારોબારી સભ્ય–નં. ૩

**પ્રાથમિક શિક્ષણ માર્ગદર્શન કમિટિ :** આ કમિટિ દ્વારા પ્રાથમિક વિભાગમાં અભ્યાસ કરતા બાળકો માટે ક્વીઝ કોમ્પીટીશન, નિબંધ સ્પર્ધા, વકૃત્વ સ્પર્ધા, શૈક્ષણિક પ્રવાસ, યાદ શક્તિ વિકાસ સેમિનાર, વાલી માર્ગદર્શન સેમિનાર, ઈનામ વિતરણ કાર્યક્રમ શિશ્યવૃત્તિ માર્ગદર્શન જેવા કાર્યક્રમોનું આયોજન કરી શકાય તેમજ પ્લે સ્ટોરમાં એપ્લીકેશન બનાવી માહિતી તથા અભ્યાસ પ્રમાણે ટેસ્ટ લઈ શકાય.

**માધ્યમિક તથા ઉચ્ચત્તર માધ્યમિક શિક્ષણ માર્ગદર્શન કમિટિ :** આ કમિટિ દ્વારા માધ્યમિક તથા ઉચ્ચત્તર માધ્યમિક વિભાગમાં અભ્યાસ કરતા બાળકો માટે ક્વીઝ કોમ્પીટીશન, નિબંધ સ્પર્ધા, વકૃત્વ સ્પર્ધા, શૈક્ષણિક પ્રવાસ, યાદ શક્તિ વિકાસ સેમિનાર, વાલી માર્ગદર્શન સેમિનાર, ઈનામ વિતરણ કાર્યક્રમ શિશ્યવૃત્તિ માર્ગદર્શન જેવા કાર્યક્રમોનું આયોજન કરી શકાય તથા  બોર્ડના વિદ્યાર્થીઓ માટે ખાસ માસિક, ત્રી માસીક, છ માસીક મેગેઝીન દ્વારા તથા જરૂર મુજબ નિષ્ણાંતો દ્વારા પરિક્ષાની તૈયારી અંગે સેમિનાર કરી અભ્યાસ અંગે માહિતી પૂરી પાડી શકાય તેમજ પ્લે સ્ટોરમાં એપ્લીકેશન બનાવી માહિતી તથા અભ્યાસ પ્રમાણે ટેસ્ટ લઈ શકાય.

**ઉચ્ચત્તર શિક્ષણ માર્ગદર્શન કમિટિ :** આ કમિટિ દ્વારા ધોરણ ૧૨ પછી અભ્યાસ કરતા વિદ્યાર્થી જેમ કે, કોલેજ, માસ્ટર ડીગ્રી, સ્પેશ્યલ કોર્ષ, આઈ.ટી.આઈ., ડીપ્લોમા અથવા ડીગ્રી કોર્ષ, પી.એચ.ડી. તેમજ વોકેશનલ કોર્ષીસ તથા અન્ય કોર્ષીસમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે કોલેજ પ્રવેશ, કોર્ષ અંગે માહિતી તથા ભવિષ્યની તકો તેમજ સ્કોલરશીપ અંગે માર્ગદર્શન આપી શકાય. ઉચ્ચ અભ્યાસ માટે જરૂરતમંદ વિદ્યાર્થીઓને બજેટ પ્રમાણે સહાય કરી શકાય. તેમજ જે વિદ્યાર્થીઓએ અભ્યાસ પૂર્ણ કરેલ છે તેઓને નોકરી તથા વ્યવસાય અંગે માહિતી, માર્ગદર્શન તથા સહાય કરી શકાય.

**કાનૂની માર્ગદર્શન કમિટિ :** આ કમિટિ દ્વારા સમાજના સભ્યોને કૌટુંબીક, વ્યવસાયિક તથા સામાજીક ક્ષેત્રે ઉદ્ભવતા પ્રશ્નો અંગે જરૂરી કાનૂની માર્ગદર્શન આપી શકાય. આ માટે સમયાંતરે નિષ્ણાંતો દ્વારા સેમિનારનું આયોજન કરી શકાય.

# સુચન

૧. જ્યાં સમાજ કમિટિ અસ્તિત્વમાં છે ત્યાં રીફોર્મેટ કરી આ મોડેલ લાગુ કરી શકાય અને જ્યાં અસ્તિત્વમાં નથી ત્યાં નવી કમિટિની સ્થાપના કરી શકાય.

૨. સમાજ કમિટિ સંસ્થાકિય રીતે રજીસ્ટર્ડ હોય તે હિતાવહ છે.

૩. અલગ-અલગ શહેરમાં સમાજના લોકો વસતા હોય ત્યાં વિસ્તાર પૂર્વક કમિટિ બનાવી શકાય તેમજ જરૂર મુજબ મુખ્ય કાર્યાલય તથા બ્રાન્ચ કાર્યાલય બનાવી શકાય.

૪. દરેક વસ્તુ લેખીતમાં તથા પારદર્શક હોય તે જરૂરી છે.

૫. ટ્રસ્ટની મિલ્કતો ટ્રસ્ટ ઓફીસમાં રજીસ્ટર્ડ હોય તે જરૂરી છે તથા જુના ભાડુઆત પાસેથી નવા ભાડા કરાર મુજબ ભાડુ વધારી ઉઘરાવી શકાય.

૬. હોદ્દાની નિમણૂંક તથા કમિટિ રચના માટે બંધારણમાં દર્શાવેલ નિયમોનું પાલન કરવું જરૂરી છે જો તેમાં ફેરફારની જરૂર લાગે તો નવા નિયમો બનાવી શકાય પરંતુ તે સમાજના સભ્યો સમક્ષ પારદર્શક હોવા જોઈએ.

૭. જે તે કમિટિમાં, જે તે વિષયનું જ્ઞાન ધરાવનાર વ્યક્તિઓની જ નિમણૂંક થાય તે જરૂરી છે. દા.ત. સ્કૂલ માટે શિક્ષક અથવા શિક્ષણ લાઈનના વ્યક્તિઓ તેમજ દવાખાના માટે ડૉક્ટર અથવા મેડીકલ લાઈનના વ્યક્તિઓ તથા અરબી તાલિમ માટે અલિમ અથવા અરબી-ઉર્દૂ જાણનાર વ્યક્તિઓની જ નિમણૂંક કરી શકાય.

૮. જે સભ્યોને સમાજીક કમિટિમાં કાર્યનો અનુભવ હોય અને લાયક હોય તેવા વ્યક્તિઓને કમિટિમાં સમાવેશ કરી શકાય તેમજ મુખ્ય વહિવટીય કમિટિમાં સામેલ થનાર વ્યક્તિને જનરલ કમિટિનો અનુભવ હોવો જરૂરી છે અપવાદ કેસ સિવાય બિન અનુભવી વ્યક્તિને ડાયરેક્ટ કોઈ કમિટિમાં નિમણૂંક ન થાય તે હિતાવહ નથી.

૯. કોઈ એક જ કુટુંબના વધુ સભ્યો જનરલ તથા મુખ્ય કમિટિઓમાં ન હોય તેની કાળજી રાખવી જોઈએ. તથા કમિટિમાં સભ્ય પદ માટેના ચોક્કસ માપદંડ હોવા જોઈએ જે પ્રમાણે અમીર, ગરીબ અથવા કોઈપણ શિક્ષિત, પ્રમાણિક અને લાયક વ્યક્તિ કમિટિમાં સભ્યપદ અથવા હોદ્દો મેળવી શકે છે.

૧૦. જ્યાં એક સાથે ૧૫ કમિટિ બનાવવી શક્ય નથી ત્યાં મુખ્ય ૩ વિભાગની જરૂરી બે-બે અથવા ત્રણ-ત્રણ કમિટિઓ બનાવી શરૂઆત કરી શકાય.

૧૧. અલગ-અલગ કમિટિઓ તથા પેટા કમિટિઓની રેગ્યુલર મિટિંગ માટે બે થી ત્રણ ઓફિસ હોય તો વધુ સારૂ જેમાં અગાઉ થી કમિટિ મિટિંગની તારીખો નોંધાવી આયોજન કરી શકાય.

૧૨. સ્ત્રી વિભાગમાં પેટા કમિટિઓને કાર્ય કરવા માટે પણ અલગ ઓફિસ ફાળવી શકાય.

૧૩. સમાજમાં નાના-મોટા પ્રોજેક્ટ જેવા કે દવાખાના, સ્કૂલ, મદ્રસા, જમાઅતખાના તથા અન્ય પ્રોજેક્ટ માટે સમાજના સભ્યો પાસેથી સ્વૈચ્છિક રેગ્યુલર માસીક ફંડ ઉઘરાવી શકાય. જેમાં માસીક રૂા. ૫૦, ૧૦૦, ૨૦૦, ૫૦૦ કે ૧૦૦૦ જેવી અલગ-અલગ યોજનાઓ દ્વારા આ ફંડ ઉઘરાવી શકાય.

૧૪. શરૂઆતમાં સમાજના સભ્યો અથવા કમિટિને અનુકુળતા મુજબ મુદ્દાઓ, કાર્યક્રમો અથવા પ્રોજેક્ટને અમલમાં મુકી શકાય.

૧૫. ઉપરોક્ત મુદ્દાઓ સિવાય પણ કેટલીક અગત્યની બાબતો હોઈ શકે છે જેને અમલમાં મુકી શકાય છે.

હવે પછીની આવૃત્તિમાં વધુ વિસ્તૃત મુદ્દાઓ ઉપર માહિતી પ્રસારીત કરવામાં આવશે. ઈન્શાઅલ્લાહ.

# પુનરાવર્તન અથવા પરીવર્તન ?




Small Changes

# BIG IMPACT

Idrish Musa : +91 98980 88266 - Email : idrishmusa@gmail.com
223, Platinum Plaza, Nr. Sardar Statue, Station Road, Nadiad-387001, Gujarat, India.